ભેગા થવા માંડ્યા; તથા નગરના અને ગામડાંના અસં-
ખ્ય રહેવાસીઓનો જમાવ થવા માંડ્યો. આ વખતે
ભરત અને શત્રુઘ્ન નરપતિઓની પરોણાગત કરવાનું
કામ માથે લીધું, બિભીષણ ઋષિઓની સેવા ચાકરીના
કાર્યમાં નિયુકત થયો, અને સુગ્રીવ બીજા તમામ મેમા-
નોની બરદાસ્ત કરવામાં પ્રવૃત્ત થયો.

હવે પેલી તરફ મહર્ષિ વાલ્મીકિ સીતાની અવસ્થા
જોઇને અને લવકુશની બાર વર્ષની ઉમ્મર પૂરી થયેલી
જોઈને મનમાંને મનમાં સર્વદા વિચાર કરતા હતા કે,
સીતાની હાલ જેવી અવસ્થા હું જોઉંછું; તે ઉપરથી તો
મને એમ લાગેછે કે, તે હવે વધારે દિવસ જીવશે નહિ.
વળી કુશ અને લવ, રાજાધિરાજના કુંવર થઈને આખી
ઉમ્મર તપોવનમાં ગાળે એ પણ તેમને કોઈરીતે ઉચિત
જણાયું નહિ. તે મહાત્માએ વિચાર કર્યો કે, એ બંને કું-
વરોને ધનુર્વેદ અને રાજધર્મ શિખવાનો સમય ચાલ્યો
જાયછે. એટલા માટે, પુત્ર સહિત સીતાને રામચંદ્ર
પાછી ગ્રહણ કરે, તેવો કંઈ ઉપાય શોધવો જોઈએ.
અથવા એમ ઉપાય શોધવાનું શું પ્રયોજન છે? શિષ્યને
મોકલી ખબર કરાવીને રામચંદ્રને મ્હારા આશ્રમમાં
બોલાવું, અથવા હું પોતે અયોધ્યામાં જઈને તેમની
સાથે મેલાપ કરી બંને કુમાર સહિત સીતાને ગ્રહણ
કરવાને તેમને વિનવું. મ્હારૂં કહેવું રામચંદ્ર અવશ્ય
માનશે. આવું મનમાં નક્કી કરીને જરાવાર મૌન
ભાવે રહી વળી પાછા તે મહર્ષિ એવો વિચાર કરવા

લાગ્યા કે, હું રામને સમજાવવાનું ધારૂંછું ખરો, પરંતુ તે ઘણા લોકાનુરાગી છે; પ્રજા નાખુશ થાય એજ ભયથી ગર્ભના પૂરા દિવસમાં આવેલી નિરપરાધિ જાનકીનો તેમણે પરિત્યાગ કર્યો છે; માટે હમણા મ્હારી વાત તેઓ સેહેલાઈથી માનશે એ બહુ શક ભરેલું છે. વળી પાછો એમ વિચાર થયો કે, ગમે તેમ હો, પરંતુ કંઈ પણ ખબર ન આપતા નિશ્ચિત બેસી રહેવું કોઈરીતે ઉચિત જણાતું નથી. આ બે બાળકો ભવિષ્યમાં અવશ્ય કોશલની રાજગાદી ઉપર બેસશે; માટે આ વેળાએ તેમને તેમના પિતાની પાસે લઈ જઈને રાજનીતિ સંબંધી નિયમપૂર્વક ઉપદેશ આપવામાં નહિ આવે તો રાજકાર્ય ચલાવવામાં તેઓ ઘણાંજ અપટુ અને રાજમર્યાદા રાખવામાં ઘણાંજ અસમર્થ થશે. અને એમ બને તો વિશેષકરીને રાજા રામચંદ્ર મને કોશલ રાજ્યનું હિત કરવામાં અયત્નશીલ કહીને ફરિયાદ કરશે. એટલા માટે, આ વિષયમાં હવે ઉપેક્ષા અથવા કાળક્ષય કરવો ઉચિત નથી. રામચંદ્રની પાસે સઘળા વિષયના વિસ્તાર પૂર્વક સમાચાર મોકલવા જોઈએ, અથવા, હમણાં એકદમ સમાચાર નહિ મોકલતાં, વશિષ્ઠ અથવા લક્ષ્મણની સાથે સલાહ કરવા પછી આગળ પગલાં ભરીશું તો વધારે ઠીક પડશે. તેઓ શું કહેછે તે પ્રથમ જોવું જોઈએ.

એક દિવસે મહર્ષિ, સાયંસંધ્યા તથા સાંજના વખતનો હોમ પૂરો કરીને આસન ઉપર બેઠા હતા અને

જાનકીના વિચારમાં મગ્ન થયેલા હતા, એવામાં એક રાજદૂતે આવીને રામચંદ્રની સહીની કંકોત્રી તેમના હાથમાં આપી. મહર્ષિએ કંકોત્રી વાંચીને ઘણાંજ આનંદિત થઇને પેલા માણસને વિશ્રામ કરવા માટે વિદાયગીરી આપી, અને એક શિષ્યને તેને ભોજન વગેરે કરાવવાની આજ્ઞા કરીને મનમાં ને મનમાં કહેવા લાગ્યા કે, હું જે વિષય માટે ઉત્કંઠિત થયો હતો તેની સિદ્ધિને માટે દૈવે અનુકૂળ થઇને ઘણોજ સારો ઉપાય કરી આપ્યો; હવે રામને બિનવ્યા સિવાય મેં ધારેલું કાર્ય હું પૂરૂં કરી શકીશ. હવે કુશ અને લવને શિષ્ય તરીકે સાથે લઇને હું નૈમિષારણ્યમાં જાઉં. એમની મુખમુદ્રા પોતાની મુખમુદ્રાને મળતી જોઈને રામ એમને પોતાના કુંવર વગર હરકતે ઓળખશે તથા એમના મેલાપથી રામનું હૃદય પણ નિસંઃદેહ પીગળશે; અને તેમ થશે તો મ્હારી ધારણા સિદ્ધ થવાનો માર્ગ આપોઆપ મોકળો થઈ જશે.

મનમાં ને મનમાં આવો રીતનો સિદ્ધાંત કરીને મહર્ષિ વાલ્મીકિએ જાનકીની ઝુંપડીમાં જઈને તેને કહ્યું, વત્સ! રાજા રામચંદ્ર અશ્વમેધ મહાયજ્ઞનું અનુષ્ઠાન કરેછે, ત્યાં જવાની કંકોત્રી મ્હારા ઉપર તેમણે મોકલી છે તેથી કાલે સવારે નિકળવાની ઈચ્છા મેં કરીછે અને બીજા શિષ્યોની પેઠે તારા પુત્રોને પણ યજ્ઞનું દર્શન કરવા માટે લઈ જઈશ એવો મેં વિચાર કર્યોછે. સીતાએ મહર્ષિના વિચારને તુરત સંમતિ આપી. પછી મહર્ષિએ પોતાની

ઝુંપડીમાં જઈ શિષ્યોને બોલાવીને આવતે કાલે સવારે નૈ-મિષારણ્ય તરફ જવાને માટે તૈયાર થઈ રહેવાને કહ્યું ; તેમજ કુશ તથા લવને બોલાવીને કહ્યું, આજ સુધી તમે શેહેરમાં થતા કોઈ વ્યાપાર (વ્યવહાર, કામકાજ વગેરે) જોયા નથી. રામાયણનો નાયક રાજા રામચંદ્ર અશ્વમેધ કરેછે ત્યાં આવતે કાલ સવારે હું તથા શિષ્યો જ-વાના છિયે, અને તમને પણ એ યજ્ઞ દેખાડવા અમારી સાથે લઈ જઈશું એવો મેં વિચાર કર્યોછે. તમે યજ્ઞ જોશો અને તેની સાથે રાજદર્શન પણ કરી શકશો. ત્યાં અસંખ્ય શેહેરના તથા ગામડાના માણસો એકઠાં થશે; તેઓને જોઈને તમે ઘણુંક લૌકિક વૃત્તાન્ત જાણશો. બન્ને ભાઈઓએ રામાયણમાં રામનું અલૌકિક કીર્ત્તિનું વર્ણન વાંચીને તેમને સર્વપ્રકારે અદ્વિતીય પુરૂષ ત-રીકે માન્યા હતા, તેથી તેમને નજરે જોવાનો આવો અણ-ધાર્યો પ્રસંગ આવવાથી તેઓ ઘણાજ આનંદિત થયા; વળી યજ્ઞકર્મની ધામધુમ અને અનેક દેશના જુદી જુદી જાતના માણસોનો મેળો અનાયાસે જોવા પામીશું એવા વિચારથી તેમને ઘણો હર્ષ થયો, અને માતા આજ્ઞા આપે તો ખુશીથી જોડે આવવાની પોતાની ઈચ્છા મહર્ષિને જણાવી.

વાલ્મીકિના મ્હોંએ રામનું નામ સાંભળીને સીતાનો શોકરૂપી અગ્નિ પ્રબલ વેગથી પ્રજ્વલિત થઈ પડ્યો અને તેની આંખોમાંથી આંસુનો વરસાદ વરસવા લાગ્યો. પણ થોડી વારમાં તેના અન્તઃકરણમાં એકદમ

ફેરફાર થઈ ગયો. આજ સુધી તેના મનમાં દૃઢ વિશ્વાસ હતો કે, 'રામ મને પોતાના પ્રાણતુલ્ય માનેછે અને મ્હારા શિવાય અન્ય સ્ત્રી સાથે તે કદિ પ્રેમ જોડવાના નથી. એમણે મ્હારો ત્યાગ કર્યોછે તે માત્ર પ્રજારંજનની અનિવાર્ય અડચણને લીધેજ'; પરંતુ તે યજ્ઞ કરેછે એવી વાત જ્યારે તેણે સાંભળી ત્યારે 'રામે ફરી લગ્ન કર્યુંજ હશે' એવું ધારીને તે એકદમ નિસ્તેજ થઈ ગઈ, અને તેથી તેને અસહ્ય ખેદ થઈ પડ્યો. પ્રથમ તેણે ધાર્યું હતું કે, જો કે વિના વાંકે રામે મને દેશવટો દીધોછે તોપણ મ્હારા ઉપર તેમનો જે અવિચળ સ્નેહ તથા એક સરખો પ્રેમ છે તેમાં કોઇરીતે ન્યૂનતા થશે નહિ. પરંતુ યજ્ઞકર્મને માટે તેમણે ફરી લગ્ન કર્યું હશે એવા વિચારથી તેનો એ વિશ્વાસ ઊઠી ગયો અને તેણે પોતાના મનમાં નક્કી કર્યું કે, આર્યના મ્હારાપરનાં સ્નેહ તથા પ્રેમનો અવશ્ય બીજો ભાવ બન્યોછે.

સીતા ઘણાજ વ્યાકુલ ચિત્તથી આવી રીતનો વિચાર કરતી હતી, એટલામાં કુશ અને લવ એકાએક તેની ઝુંપડીમાં આવીને તેને કહેવા લાગ્યા, મા! મહર્ષિએ અમને કહ્યું છે કે, કાલે તમને રાજા રામચંદ્રનો યજ્ઞ દેખાડવા લઈ જવા છે. જે માણસ કંકોત્રી લઈને આવ્યો છે તેની પાસે જઈને અમે હર્ષઘેલા થઈને એ મહારાજા સંબંધી ઘણીક વાતો પૂછી લીધી. તે ઉપરથી જણાયું કે, રાજા રામચંદ્રનું સઘળા વિષયમાં અલૌકિકપણું છે. પરંતુ મા! એક વાત સાંભળીને અમે

ઘણાજ અજાયબ અને મોહિત થયાછિયે. રામાયણ વાંચીને તેમના ઉપર અમને જે અતિશય ભક્તિ ઉત્પન્ન થઈ હતી, તે ભક્તિ હમણાં હજારો દરજ્જે વધી છે. વાત ઉપર વાત થતાં દૂતે (કંકોત્રી લાવનારે) અમને કહ્યું કે, રાજા રામચંદ્રે પ્રજારંજન માટે પોતાની પ્રાણાધાર પટ્ટરાણીને પરિત્યાગ કરીછે. તે વેળાએ અમે તેને પૂછયું કે, ત્યારે હમણા એ મહારાજાએ ફરીથી લગ્ન કર્યું હશે, નહિ તો યજ્ઞના અનુષ્ઠાનની વેળાએ સહધર્મિણી કોણ થાય? તેના ખુલાસામાં તેણે કહ્યું, યજ્ઞ પૂરો કરવા માટે વશિષ્ઠદેવે ફરી વિવાહ કરવા માટે રાજાને ઘણાજ સમજાવ્યા હતાં, પરંતુ તેમણે કોઈ-પણ પ્રકારે એ વાત કબૂલ કરી નહિ પણ સીતાની સોનાની મૂર્તિ બનાવીછે અને તે મૂર્ત્તિથી સહધર્મિણીનું કાર્ય ચલાવી લેવાનું ઠરાવી એ વિષે સર્વની સંમતિ પણ લીધીછે. ખરેખર! મા! આવા બીજા કોઈ મહા-પુરૂષે કોઈ પણ કાળમાં ભૂમંડલની અંદર જન્મ લીધો નહિ હોય. રાજધર્મ પ્રતિપાલનમાં રામરાજા જેવા યત્નશીળ છે, તેવાજ દાંપત્યધર્મ પ્રતિપાલનમાં પણ યત્ન-વાન્ છે. અમે ઈતિહાસના ગ્રંથોમાં ઘણાક રાજાઓના અને અનેક મહાપુરૂષોનાં વૃત્તાન્ત વાંચ્યાં છે, પરંતુ કોઈપણ રાજા રામચંદ્રના જેવો સર્વ શુભગુણસંપન્ન અમારા વાંચવામાં આવ્યો નથી. પ્રજારંજનને માટે પ્રાણપ્રિયાનો ત્યાગ, અને તે પ્રિયા તરફના સ્નેહ અને પ્રેમભાવને ખાતર આખી ઉમ્મરમાં ફરીથી લગ્ન નહિ

કરવાનો ટેક એ બે નહિ જોયેલા તેમ નહિ સાંભળેલા બનાવો છે. ગમે તેમ હો, પણ મા! જ્યારથી અમે રામાયણ વાંચ્યું છે ત્યારથી અમારી ઘણીજ ઈચ્છા હતી કે, એકવાર રાજા રામચંદ્રની મૂર્ત્તિ જોઈએ. હમણાં અમારી તે વાસના પૂર્ણ થવાનો સારો લાગ મળ્યો છે. રજા આપો કે, અમે મહર્ષિની સાથે એ રામનું દર્શન કરવા જઈએ. સીતાએ ઘણી ખુશીથી તેમને અનુમતિ આપી, તેથી બન્ને ભાઈઓ ઘણાજ આનંદિત થઈને મહર્ષિની પાસે ગયા.

રામચંદ્રે ફરીથી લગ્ન કર્યું હશે, એવી આશંકા ઉત્પન્ન થયાથી ઘણાજ ખેદને લીધે સીતા બેબાકળી થઈ ગઈ હતી, પરંતુ હમણાં પુત્રોના મ્હોંએ પોતાની સોનાની મૂર્ત્તિ કરીને યજ્ઞ કરવાની વાત સાંભળ્યાથી તેના વિપરીત વિચાર દૂર થયા અને તેના શોકની શાન્તિ થઈ. આ વેળાએ તેની આંખોમાંથી હર્ષના આંસુ પડવા લાગ્યા, અને દેશનીકાલનો ખેદ દૂર થઈ તેના અંતરમાં ન જણાય એવીરીતે સૌભાગ્યનો ગર્વ ઉત્પન્ન થયો.

બીજે દિવસે સવારે મહર્ષિ વાલ્મીકિ કુશ, લવ અને બીજા શિષ્યોની જોડે નૈમિષારણ્ય તરફ જવા નિકળ્યા અને તે પછીના દિવસે સાંજે ત્યાં પહોંચ્યાં. ત્યાં વશિષ્ઠદેવ ઘણા આદરસત્કારથી તેમને અને તેમના શિષ્યોને મુકરર કરેલી જગાએ લઈ ગયા. કુશ અને લવ છેટેથી રામનાં દર્શન કરીને બહુજ આનંદિત થયા, અને પરસ્પર કહેવા લાગ્યા કે, રામાયણમાં રાજા રામચંદ્રના

જે સર્વે અલૌકિક ગુણ વર્ણન કર્યાછે, તે એમની આકૃતિ ઉપર સ્પષ્ટાક્ષરે લખેલા હોય એમ જણાયછે. અલૌકિક ગુણસમુદાયના એક ભંડાર તરીકે તેઓસ્પષ્ટ દેખાઈ આવેછે. એમની મુર્ત્તિ જેવી સૌમ્ય છે, તેવીજ તેમની આકૃતિ પણ ગંભીર છે. આપણા ગુરૂદેવની જેવી અ-લૌકિક કવિત્વ શક્તિ છે, તેવાજ રાજા રામચંદ્રના અ-લૌકિક ગુણો છે, આવા મહાપુરૂષને રામાયણનો નાયક બનાવ્યો ના હોત તો આપણા મહર્ષિના બનાવેલા એ મહા કાવ્યની જે અત્યંત પ્રશંસા થાયછે તે થાત નહિ. રાજા રામચંદ્રના અલૌકિક ગુણ ગાવાથીજ તેમની અલૌકિક કવિત્વશક્તિ સંપૂર્ણ રીતે સાર્થક થઈછે. ખરેખર! આજ આપણી દૃષ્ટિ સફળ થઈ.

ધીરે ધીરે તમામ નોતરેલા માણસો યજ્ઞસ્થળમાં એકઠા થયા અને ઠરાવેલા દિવસે મ્હોટી ધામધુમથી સંકલ્પિત મહાયજ્ઞનો આરંભ થયો. અસંખ્ય દીનદરિદ્રી અને અનાથ લોકો પોતપોતાની જૂદી જૂદી પ્રાર્થના કરવા માટે ત્યાં આવવા લાગ્યાં. અને તે સર્વને મનવાં-ચ્છિત તુષ્ટિદાન મળ્યાં. વગર અટકાવે કીસબીલોક ચારે બાજુએ નૃત્ય કરતા, વાજાં વગાડતા અને સંગીતના અખાડા મચાવતા હતા. સર્વે મનોહર વેશ ભૂષણ ધારણ કરીને આવ્યા હતા. સર્વેના મ્હોં ઉપર આનંદોત્સવના સંપૂર્ણ લક્ષણ જોવામાં આવતાં. કોઈના અંતઃકરણમાં કોઈપણ જાતનું દુઃખ કે ખેદ કંઈ જણાતું નહોતું. જે વૃદ્ધ રાજા, ઋષિ તથા તેવાજ બીજા લોક યજ્ઞનું દર્શન કરવા

આવ્યા હતા, તેઓ સર્વ કહેવા લાગ્યા કે, અમે કદિપણ આવો યજ્ઞ જોયો નથી; તેમજ અતિ વૃદ્ધ માણસો પણ કહેતા હતા કે, કોઈપણ વેળાએ કોઈપણ રાજાએ આવો મ્હોટો તથા ધામધુમવાળો યજ્ઞ આજસુધી કર્યો નહોતો, રામચંદ્રનું સઘળું કાર્ય અદ્‌ભુત છે.

આવી રીતે દરરોજ ધામધુમથી યજ્ઞક્રિયા થવા લાગી, અને સર્વ નિમંત્રિત માણસો સભામાં એકઠાં થઈને યજ્ઞ સંબંધી સમૃદ્ધિ તથા ધામધુમ જોવા લાગ્યા.

---

# પ્રકરણ ૭ મું.

## સંગીતથી ઉપજેલા વિચારો.

એક દિવસ મહર્ષિ વાલ્મીકિ એકાંતમાં બેસીને વિચાર કરવા લાગ્યા કે, મેં યજ્ઞદર્શનમાં આસક્ત થઈને આટલા દિવસ વૃથા ગુમાવ્યાં; મનમાં ધારેલું કામ કરવાનો ઉપાય તો હજુ કંઈ નક્કી કર્યો નહિ, ગમે તેમ કરીને હવે કુશ અને લવને રામચંદ્રનો મેળાપ કરાવો ઠીક થાય. એ બંને ભાઈઓને સાથે લઈને એકદમ રાજસભામાં જાઉં, અથવા તો રામચંદ્રને યુક્તિથી અહિં બોલાવીને એકાંતમાં તમામ હકીકત કહી સંભળાવું અને કુશ તથા લવને ઓળખાવીને સીતાને પાછી ગ્રહણ કરવાની તેમને પ્રાર્થના કરૂં. મહર્ષિએ મનમાં ને મનમાં આમ ઘણા પ્રકારનાં વિચાર કરીને, છેલ્લી વારે

નક્કી કર્યું કે, કુશ અને લવને રામાયણ ગાવાની આજ્ઞા કરૂં. તેઓ ઠેકઠેકાણે ગાયન કરતા ફર્યાથી ધીમે ધીમે તેમની વાત રાજાના સાંભળવામાં આવશે; ત્યારે તે પોતાનું ચરિત્ર સાંભળવા માટે જરૂર તેમને પોતાની પાસે બોલાવશે; અને તેમ થયાથીજ વિના પ્રાર્થનાએ મેં ધારેલું કામ સિદ્ધ થશે.

આવો સિદ્ધાંત કરીને, મહર્ષિએ કુશ અને લવને બોલાવીને કહ્યું, વત્સ કુશ! વત્સ લવ! આજથી તમારે બન્ને જણે દરરોજ સાથે રહીને ઋષીઓના આશ્રમની સામે, રાજાઓના તંબુની હારની વચ્ચે, બીજા લોકોના ઉતારા આગળ, અને સભામંડપની તરફ, મનની પ્રીતિ વડે, વીણા વગાડીને રામાયણ ગાવું. જો રાજા રામચંદ્ર વાતે વાત સાંભળીને તમને બોલાવે, અને ગાવાને વિનંતિ કરે તો તરત તમારે તેમની પાસે ગાવું અને જ્યાંસુધી તમે તેમની પાસે રહો ત્યાંસુધી કોઈપણ રીતનું અમર્યાદપણું કે ઉદ્ધતપણું દેખાડવું નહિ. રાજા સર્વનો પિતા છે, એટલામાટે તમે તેમના ઉપર પિતૃભક્તિ દેખાડજો. જો તે તમારૂં સંગીત સાંભળીને ખુશ થઈ તમને પૈસા આપવાનું કહે તો લોભને વશ થઈને કદાપિ તે લેશો નહિ. વિનય તથા ભક્તિયોગથી નિસ્પૃહતા દેખાડીને, ધન ગ્રહણ કરવાની નાખુશી દેખાડજો; અને કહેજો કે, મહારાજ! અમે વનવાસી છિયે અને તપોવનમાં રહીને ફળમૂળ ખાઈને નિર્વાહ કરીએ છિયે માટે અમારે ધનની કંઈ દરકાર નથી. જો તે તમારો

પરિચય પૂછે તો કહેજો કે અમે વાલ્મીકિના શિષ્ય છિયે.

આવી આજ્ઞા તથા ઉપદેશ આપીને, મહર્ષિએ હવે શું બનેછે તે જોવાનો નિશ્ચય કર્યો. ત્યારપછી એ બે ભાઈ-ઓ ગુરૂની આજ્ઞા તથા ઉપદેશને અનુસરીને વીણા સાથે મધુરસ્વરથી ઠેકઠેકાણે રામાયણ ગાવા લાગ્યા. જે કોઈ એમનું ગાયન સાંભળતા તે મોહિત અને સ્તબ્ધ થઈને જોતા અને અખંડ અશ્રુપાત કરતા હતા. શ્રોતાઓ એ પ્રમાણે કરતા એમાં નવાઈ પણ નહોતી. કારણકે, એકતો રામનું ચરિત્ર અતિ વિચિત્ર અને પરમ પવિત્ર હતું; બીજું વાલ્મીકિની રચના અતિચમત્કારી અને મનહર હતી; ત્રીજું કુશ અને લવનાં સ્વરૂપ જોનારને મોહ ઉત્પન્ન કરે એવાં હતાં તે સાથે તેમનો સ્વર એવો તો મધુર હતો કે, તેની જોડે તુલના કર્યાથી કોકિલનો સ્વર કઠોર જણાતો હતો; ચોથું, વીણા વગાડવામાં તેમની નીપુણતા એવી અલૌકિક હતી કે, તેનું વર્ણન થઈ શકે નહિ. જે સંગીતમાં આવા સર્વ અવયવ સંપૂર્ણ હોય તે સંગીત સાંભળીને, કોનું ચિત્ત અનિર્વચનીય પ્રીતિર-સમાં પરિપૂર્ણ ના થાય?

થોડા દિવસ પછી પુષ્કળ માણસો રામની પાસે જઈને કહેવા લાગ્યા, મહારાજ! બે સુકુમાર ઋષિકુ-માર વીણા વગાડીને આપના ચરિત્રનું ગાન કરેછે તે જે સાંભળેછે, તે મોહિત. થાયછે. અમારી આખી ઉમ્મરમાં કદિપણ આવું મધુર સંગીત સાંભળ્યું નથી. તેઓ બન્ને સગા ભાઈ છે. મહારાજ! મનુષ્ય-

જાતમાં એમના જેવું મનોહર રૂપ અમે કદિ જોયું નથી, એમના સ્વરની મધુરતાની વાત વધારેતો શું કહીએ, પરંતુ કિન્નરો પણ તે સાંભળ્યાથી લજવાય એવી છે. તેઓ જે કાવ્યનું ગાયન કરેછે તે કોની રચના છે તેપણ જણાતું નથી; પરંતુ અમે એવી અલૌકિત સુંદર રચના કદિપણ સાંભળી નથી. મહારાજ! અમારી પ્રાર્થના એટલીજ છે કે, આપ તેઓને રાજસભામાં બોલાવીને ગાયન કરવાની આજ્ઞા કરો. આપ એમને જોશો અને તેઓનું ગાયન સાંભળશો તો તેમાં નિઃસંદેહ મોહિત થશો.

લોકોનાં આવાં વચન સાંભળીને રામ બહુ આશ્ચર્ય પામ્યા અને સર્વજણ જેનાં વખાણ કરેછે તેવું સંગીત સાંભળવાની ઉત્કંઠાથી તેમણે, એક બ્રાહ્મણ સભાસદને એ બે ભાઈઓને બોલાવવા મોકલ્યો. મહારાજના તેડાને માન આપી તરત અતિ વિનયભાવથી લવ અને કુશ સભામંડપમાં ગયા. તેઓને જોતાંજ રામના હૃદયમાં એક અનિર્વચનીય ભાવનો ઉદય થયો. પ્રીતિરસ અથવા ખેદરૂપી વિષ એ બેમાંથી કિયું એકદમ તેમના આખા શરીરમાં પ્રસરી ગયું તે તેમનાથી સમજી શકાયું નહિ. તેઓ થોડી વાર સુધી ભ્રમિત ચિત્તવાળાની પેઠે બંને કુમારને એકી નજરે જોવા લાગ્યા, અને અકસ્માત્ આવો ફેરફાર કેમ થયો તે કંઈ જાણી નહિ શક્યાથી ચિત્રની પેઠે જોતા બેઠા.

બંને કુમારોએ ધીરે ધીરે પાસે આવી, મહારાજનો જય થાઓ એમ બોલીને મર્યાદાથી યોગ્ય જગાએ બેઠા.

ત્યારપછી યથોચિત, વિનય અને ભક્તિયોગથી તેમણે પૂછ્યું, મહારાજ! અમને શાવાસ્તે તેડાવ્યા છે? તે કુમારો પાસે આવ્યાથી તેમનાં શરીરમાં પોતાના અને જાનકીના અવયવનાં સઘળાં લક્ષણ જોઈને, રામ ઘણાજ વિકલચિત્તવાળા થયા; પરંતુ તે વેળાએ રાજસભામાં ઘણા માણસો એકઠા થયા હતા, એવાસ્તે તેમણે અતિકષ્ટથી ચિત્તની ચંચળતા રોકીને યોગ્ય મુખમુદ્રાથી તેમને કહ્યું, મેં સાંભળ્યું છે કે, તમે અપૂર્વ ગાયન કરી શકોછો. જેમણે તમારૂં ગાયન સાંભળ્યું છે તેઓ તમારી ઘણીજ પ્રશંસા કરેછે, એવાસ્તે હું પણ તમારૂં ગાયન સાંભળવાની ઈચ્છા કરૂંછું. જો તમારી મરજી હોય તો જરા ગાઈને મને આનંદ આપો. કુમારોએ કહ્યું, મહારાજ! અમે જે કાવ્ય ગાઈએછિયે તે ઘણું લાંબું છે અને તેમાં આપનું ચરિત્ર સવિસ્તર વર્ણવેલું છે. હમણાં અમે, આપની પાસે એ કાવ્યનો કિયો ભાગ ગાઈએ તેની આજ્ઞા આપો.

આ કુમારોને જ્યારથી જોયા હતા ત્યારથી રામનું ચિત્ત એટલું બધું ચંચલ થયું હતું તથા સીતાના વિયોગનો શોક એટલો બધો પ્રબળ થઈ ગયો હતો કે, લોકલજ્જાના ભયથી હવે ધૈર્ય અવલંબન કરવું તેમને મુશ્કેલ લાગ્યું. આથી તેઓ એકદમ સભા વિસર્જન કરીને એકાંતમાં વિશ્રામ લેવા માટે ઘણા ઉત્સુક થયા, તેથી કુમારોના પૂછવાના ઉત્તરમાં તેમણે કહ્યું કે, આજે તમે તમારી ઈચ્છા પ્રમાણે થોડુંક સંભળાવો.

પછી કાલે સવારથી દરરોજ થોડું થોડું કરીને તમારા મુખથી સઘળું કાવ્ય સાંભળીશ. જેવી મહારાજની આજ્ઞા. એમ કહીને કુશ અને લવે ગાવાનો આરંભ કર્યો. સભાના સઉ માણસો એથી મોહીત થઈને ખરા અન્તઃકરણથી તેમને ધન્યવાદ આપવા લાગ્યા. રામે કવિનું પાંડિત્ય અને રચનાનું લાલિત્ય જોઈને તથા આશ્ચર્ય પામીને કુમારોને પૂછ્યું, આ કાવ્ય કોનું રચેલું છે અને તમે કોની પાસેથી આવું ગાયન શિખ્યાછો? કુમારોએ કહ્યું, મહારાજ! આ કાવ્ય ભગવાન્ વાલ્મીકિનું રચેલું છે અને અમે તેમના તપોવનમાં ઉછેરેલા છિયે તથા તેમનીજ પાસેથી આ બધું શિખ્યાછિયે. તે સાંભળીને રામે કહ્યું, ખરેખર! ભગવાન્ વાલ્મીકિએ આ કાવ્યમાં અતિ અદ્ભુત કવિત્વશક્તિ દાખવીછે. થોડું સાંભળ્યાથી તૃપ્તી થતી નથી. પરંતુ આજ તમને વધારે પરિશ્રમ થયોછે, તેથી તમને વધારે કષ્ટ આપવાની મ્હારી ઈચ્છા થતી નથી હવે તમે તમારે ઉતારે જાઓ.

આટલી વાત કહી તેઓને વિદાય કરીને, રામે તે દિવસે જલદીથી સભા વિસર્જન કરી અને વિશ્રામભવનમાં જઈને એકલા વિચાર કરવા લાગ્યા કે, આ બે કુમારને જોયાથી, મ્હારૂં અંતઃકરણ કેમ આટલું વ્યાકુલ થયું હશે તેહુ સમજી શકતો નથી. પોતાના છોકરા જોયાથી લોકોનાં ચિત્તમાં સ્નેહ તથા વાત્સલ્યતાનો સંચાર થાયછે એવું મેં સાંભળ્યુંછે તેજ પ્રમાણે આ કુમારોને જોઈને મને પણ એવા ભાવ ઉપજેછે, પરંતુ

આમ થવાનું કંઈ પણ કારણ હું જોતો નથી. એઓ ઋષિ-
કુમાર છે, અને કદાપિ ઋષિકુમાર નહિ હોયતો પણ
મ્હારે એવી ગાંડી આશા રાખવાની શી જરૂર છે. મેં
જે અવસ્થામાં પ્રિયાને વનવાસ આપ્યો હતો, તે અવ-
સ્થામાં તેણે દુઃસહ શોક અને અપમાનથી પ્રાણત્યાગ
કર્યો હશે તેમાં સંદેહ જણાતો નથી. લક્ષ્મણ તેને
તજીને આવ્યાથી કદાપિ તેણે આત્મઘાત નહિ કર્યો હોય
તો કોઈ ક્રૂર હિંસક પ્રાણીએ તેનો ઘાત કર્યો હશે. એવી
અવસ્થામાં તેણે પ્રાણ ધારણ કરવામાં સમર્થ થઈને
નિર્વિઘ્નથી સંતાન પ્રસવ કર્યો હશે, અને તેમનું લાલન
પાલન કરવા પામી હશે એવી આશા રાખવી એ દુરાશા
જેવી છે. મ્હારા અત્યંત દુર્ભાગ્યમાં આટલું સૌભાગ્ય
મેળવવું કોઈરીતે સંભવતું નથી.

આવું મનમાં આણીને રામ ઘણાજ વિકલ ચિત્ત-
વાળા થયા અને હૃદય ભરાઈ આવ્યાથી રોવા લાગ્યા.
પછી કેટલીક વારે શોકનો વેગ દબાવીને પાછા વિચાર
કરવા લાગ્યા કે, એમના ચેહેરા જોયાથી તેઓ
ક્ષત્રિય કુમાર છે એવી ખાતરી થાયછે, એટલુંજ નહિ,
પણ એઓના ચેહેરામાં મ્હારા અવયવનાં સંપૂર્ણ
લક્ષણ જોવામાં આવેછે, તેથી તેઓ મ્હારા પ્રતિરૂપ છે
એવી ખાતરી થાયછે. વળી ધ્યાન લગાડીને જોયાથી
સીતાનાં અવયવનું સરખાપણું પણ નિઃસંદેહ પૂરવાર
થાયછે. એમનાં અને અમારાં ભ્રમર, આંખો, નાક,
કાન, હોઠ, દાંતની હારો તથા ગાલ એમાં કંઈ પણ

જુદાઈ જણાતી નથી. આટલું સરખાપણું શું કંઈપણ નિમિત્ત બનાવ વિના થઈ શકે એમ છે? વળી તેઓ એમ પણ કહેછે કે અમે વાલ્મીકિના તપોવનમાં ઉછર્યા છિયે, અને લક્ષ્મણે સીતાને પણ એજ તપોવનમાં પરિત્યાગ કરી હતી. આથી એમ ધારી શકાય કે, કદાચ, મહર્ષિ વાલ્મીકિ કરૂણા લાવીને સીતાને પોતાના આશ્રમમાં લઈ ગયા હશે, અને ત્યાં તેણે આ બે જોડીઆ પુત્રોને જન્મ આપ્યો હશે. અગાઉ લક્ષ્મણે સીતાને જોઇને કહ્યું હતું કે, એને બે છોકરાં થશે, લક્ષ્મણનું એ કહેવું અને આ કુમારોના અવયવનું અમારા અવયવ સાથે સરખાપણું એ ઉપર વિચાર કર્યાથી મ્હારી આશા છેક દુરાશા જેવી જણાતી નથી. અથવા તો હું કેવળ મૃગતૃષ્ણિકામાં ભ્રમિત થઈને અનર્થક પોતાને ક્લેશ આપવા તૈયાર થયો છું. જ્યારે હું રાક્ષસ જેવો કઠોર થયો છું અને મેં ઘણીજ નિર્દયતાથી તથા પ્રેમરહિત થઈને કેવળ નિરપરાધી પતિપ્રાણા સ્ત્રીને વનવાસ આપ્યો છે, ત્યારે હવે તે સર્વ આશા રાખવી એ ઘણુંજ મૂર્ખતાનું કામ છે. હા પ્રિયે જાનકિ! તું, સુશીલ અને સરળ હૃદયની થઈને કેમ આવા દુઃશીલના તથા કુટિલહૃદયના હાથમાં પડી! હું તને ઘણીજ પતિપ્રાણા તથા ઘણીજ પવિત્ર જાણુંછું તે છતાં વગર વાંકે મેં તને વનવાસ આપ્યો, અને વનવાસ આપીને પણ આજ સુધી હું પ્રાણધારણ કરી શક્યો છું, ત્યારે મ્હારા કરતાં કઠોર તથા પાષાણ જેવા હૃદયનો પુરૂષ બીજો કોણ હોય?

રામ આવીરીતે ખેદ કરતાં કરતાં ઘણાંજ શોકાતુર થઈને ચેતનાવિનાના થયા, અને ચોધાર આંસુ પાડી રોવા લાગ્યા તથા પળે પળે દીર્ઘ નિશ્વાસ નાંખવા લાગ્યા; વળી થોડીવાર પછી પાછા જરા શાંતચિત્તવાળા થઈને વિચારવા લાગ્યા કે, મહર્ષિ વાલ્મીકિ સીતાને પોતાના આશ્રમમાં લઈ ગયા હશે, અને સીતાએ ત્યાં આ બે પુત્રોને જન્મ આપ્યો હશે તેમાં કંઈ પણ સંદેહ નથી. એઓ ખરાઋષિકુમાર નથી તેનું એક ખરૂં પ્રમાણ એ મળેછે કે, તેઓનો ચેહેરો જોવાથી સ્પષ્ટ જણાયછે કે, થોડા દિવસ ઉપર એમને ઉપવીતસંસ્કાર થયેલો છે. હમણાં એમની ઉમ્મર બાર વર્ષથી ઓછી નથી તેથી જણાયછે કે અગીઆરમે વર્ષે એમને જનોઈ આપ્યું હશે. તેઓ જો ક્ષત્રિયના કુમાર નહિ હોત તો આટલી મ્હોટી ઉમ્મરે તેમને જનોઈ આપત નહિ. તેઓ જો ખરા ઋષિકુમાર હોત તો મહર્ષિ અવશ્ય આઠમે વર્ષે એમનો ઉપનયનસંસ્કાર કરત, વળી ઉપવિત આપેલા ઋષિકુમારના જેવો એમને બધો વેશ જણાતો નથી. ખચિત જો એઓ ક્ષત્રિયકુમાર હોય તો તેઓ સીતાના સંતાન હોવાનો જેટલો સંભવ છે તેટલો બીજાના સંતાન હોવાનો સંભવ જણાતો નથી. કારણ બીજા કોઈ ક્ષત્રિયના સંતાન તપોવનમાં ઉછર્યા હોય અને ત્યાં તેમને ઉપવિતસંસ્કાર થયો હોય એવું જણાતું નથી. મ્હારા જેવા હતભાગ્ય માણસના છોકરાં ના હોય તો એમની આવી અવસ્થા કદાપિ થાય નહિ.

મનમાં ને મનમાં આવા તર્કવિતર્ક અને અફસોસ કરીને રામ વિચાર કરવા લાગ્યા કે, જો પ્રિયા હજી સુધી જીવતી હોય અને પેલા બે કુમાર મ્હારા પુત્ર હોય તો કેવો આનંદનો વિષય થાય! પ્રિયા ફરીથી મ્હારા ચક્ષુ તથા હૃદયને આનંદ આપનારી થાય, એવો વિચાર કર્યાથી પણ મ્હારૂં આખું શરીર અમૃતરસમાં તૃપ્ત થાય છે. આમ વિચારમાં ને વિચારમાં સીતાની સાથે સમાગમ થવાનો છે એવું નક્કી કરીને રામ મનમાં ને મનમાં કહેવા લાગ્યા, આટલા બધા દિવસના લાંબા વિયોગ બાદ જ્યારે અમારી પેહેલી મુલાકાત થશે ત્યારે હું આનંદથી અધીરો બની જઈશ એમ મને લાગેછે. અને પ્રિયા પણ આનંદમાં નિમગ્ન થશે, તેમાં સંદેહ નથી. પેહેલી મુલાકાતે અમારી બન્નેની આંખમાંથી આનંદાશ્રુનો પ્રવાહ પ્રબલ વેગથી વહેશે. થોડા વખત સુધી આવા વિચારમાં મગ્ન થઈને તેમણે હર્ષનાં આંસુ પાડ્યા. ત્યાર પછી, તેમને વિચાર ઉપજ્યો કે, મેં પ્રિયાના સાથે એવું ઘાતકીપણું ચલાવ્યું છે કે, તેની સાથે સમાગમ થશે ત્યારે શી રીતે હું મ્હારૂં મ્હો તેને દેખાડી શકીશ અથવા તે એવી સાધુશીલ તથા સરળ હૃદયની છે કે, અનાયાસે મ્હારા અપરાધ ક્ષમા કરશે. હું તેને જોઈશ એટલે તેના પગે પડીને વિનયવચનથી તેની ક્ષમા માંગીશ; વળી થોડીવાર પછી એવો વિચાર મનમાં ઘોળાવા લાગ્યો કે, પ્રજાના ધિક્કારના ભયની આશંકા કરીને મેં પ્રિયાને વનવાસ કાઢીછે; અને હવે પાછી તેને ગ્રહણ કરૂં તો તે

આશંકા મનમાં કેમ ઉત્પન્ન નહિ થાય! અને જો એમજ બને તો આટલા કાલ સુધી મ્હારે અને પ્રિયાને દુ:સહ વિરહજાળમાં બળવું પડ્યુંછે તે સર્વ વિફળ થઈ જાય.

આવો મનમાં વિચાર આવ્યાથી પોતાને ઘણોજ નિરૂપાય સમજીને રામ કેટલીક વાર સુધી અપ્રસન્ન મનથી બેઠા રહ્યા. ત્યારપછી એકદમ ઉપજેલા રોષાવેશથી મનમાં કહેવા લાગ્યા, હવે હું પાયા વગરના લોકાપવાદ ઉપર આસ્થા રાખીશ નહિ. આખરે પ્રિયાને ગ્રહણ કર્યાથી જો પ્રજા અસંતુષ્ટ બને તો કંઈ ફિકર નથી, પણ હું હવે તેમની વૃત્તિને આધીન થઈશ નહિ. મેં જેટલું જોઈએ તેટલું કર્યુંછે. રાજપદમાં પ્રતિષ્ઠિત થઈને કોણે કદિએ મ્હારા જેવું સ્વાર્થત્યાગનું કામ કર્યું છે? હવે હું અવશ્ય સીતાને ગ્રહણ કરીશ. જો ઘણું થશે તો હું ભરતના હાથમાં રાજ સોંપીને પ્રિયાની જોડે વાનપ્રસ્થધર્મ પાળીશ. પ્રિયાવિનાનો થઈને રાજ્ય ભોગવવાના કરતાં તેની જોડે વનવાસ ભોગવવો એ મ્હારે હજારો ગણું શ્રેયસ્કર છે તેમાં સંદેહ નથી.

રામે આહારનિદ્રા ત્યાગ કરીને, આવી રીતે ઘણીક જાતના વિચારમાં ગુમ થઈને રાત્રિ ગાળી.

---

## પ્રકરણ ૮ મું.

## મેળાપ અને વિસર્જન.

મહર્ષિ વાલ્મીકિએ, રામચરિત્રનું અતિ અદ્દભુત

કાવ્ય રચ્યુંછે; તેમના બે કોકિલકંઠના તરૂણ ઉમ્મરના શિષ્યો અતિ મધુર સ્વરથી તે કાવ્ય ગાયછે; અને કાલે સવારમાં રાજસભામાં તેઓ એ કાવ્ય ગાવાના છે; આવી ખબર નૈમિષારણ્યમાંના સઉ માણસને થઈ હતી. રાત્રિ ગઈ અને સવારનો પહોર થયો એટલે ઋષિઓ, રાજાઓ અને તેડાવેલા બીજા માણસો ઘણાજ વ્યગ્રચિત્તથી ગાયન સાંભળવા માટે રાજસભામાં હાજર થવા લાગ્યા. તે દાહડાની સભા ખીચો ખીચ ભરાઈ ગઈ હતી. રામચંદ્ર રાજસિંહાસન ઉપર આવીને બિ-રાજ્યા તથા ભરત, લક્ષ્મણ, શત્રુઘ્ન અને સુગ્રીવ, વિભી-ષણ વગેરે બંધુઓ અને મિત્રો તેમની જમણી અને ડાબી બાજુએ યથાયોગ્ય આસનપર આવી બેઠા. કૌશલ્યા, કૈકયી, સુમિત્રા, ઊર્મિલા, માંડવી, શ્રુતકીર્તિ વગેરે રાજપરિવાર, અરૂંધતી વગેરે ઋષિપત્નીઓ જોડે જૂદી જગાપર બેઠાં.

આવી રીતે રાજસભામાં એકઠાં થયેલાં સર્વ જણ મહર્ષિ વાલ્મીકિકૃત કાવ્યની તથા સુકુમાર ગાનારા-ઓની પ્રશંસા કરીને તેમના સંબંધી તરેહવાર વાતો કરવા લાગ્યાં, અને ઘણાજ ઉત્સુક ચિત્તથી ગાનાર કુમારોની આવવાની વાટ જોવા લાગ્યા. થોડીવારે મહર્ષિ વાલ્મીકિ, કુશ અને લવને સાથે લેઇ, સ-ભામાં આવ્યા. તેઓને જોતાંજ સભામંડપમાં ઘણીજ ગડબડ મચી રહી. જેમણે આગળે દિવસે કુશ અને લવને જોયા હતા, તેઓ આંગળી દેખાડીને, પોતાની

પાસે બેઠેલા માણસોને એ બે ભાઈઓને ઓળખાવ્યા. વાલ્મીકિૠષિએ સભામંડપમાં પ્રવેશ કરતાંજ આખી સભાના માણસોએ એકદમ ઉઠીને તેમને માન આપ્યું. એ મહર્ષિ અને તેમના બે શિષ્યોને માટે જૂદી જગા મુકરર કરી હતી ત્યાં તેઓ બેઠા. અને સર્વ સભાસદ ગાયન સાંભળવા માટે ઘણાજ અધીરા થઈને ક્યારે આરંભ કરશે તેની વાટ જોવા લાગ્યા.

થોડીવાર પછી વાલ્મીકિએ સર્વ સભાની તરફ નજર કરીને રામચંદ્રને કહ્યું, મહારાજ! સભાના સર્વ માણસો ગાયન સાંભળવા માટે ઉત્સુક થયાછે, એટલા-માટે આપ અનુમતિ આપો તો સંગીતનો આરંભ થાય. રામચંદ્રે એવિષે પોતાની અનુમતિ જણાવી એટલે ૠષિ-ની આજ્ઞાથી કુશ અને લવે વીણા વગાડીને ગાવાનો આરંભ કર્યો. વાલ્મીકિએ પહેલેથી કુશ અને લવને શિખવી રાખ્યું હતું કે, રામાયણના જે ભાગમાં રામ અને સીતાના પરસ્પર સ્નેહ તથા પ્રેમનું વર્ણન છે તે-માંનોજ ઘણો ભાગ આજ તમે ગાજો, તેથી તેમણે તેજ વિષય લલકાર્યો. એ ગાયન સાંભળીને રામનું હૃદય પીગળ્યું અને તેમની બન્ને આંખોમાંથી જોરભેર આંસુ ઝરવા માંડયાં. રામ જેમ જેમ એ બે ભાઈને (કુશ અને લવને) જોવા લાગ્યા; તેમ તેમ તેઓ સીતાના પુત્રોછે એવો તેમના હૃદયમાં દૃઢ વિશ્વાસ થવા લાગ્યો. ભરત, લક્ષ્મણ અને શત્રુઘ્ન એઓ પણ તેઓના ચેહેરા રામ અને સીતાના જેવા જોઈને મનમાં ને મનમાં નાનાપ્રકા-

રના વિચાર કરવા લાગ્યા. તે શિવાય સભાના બીજા માણસો પણ પરસ્પર એકબીજાને કહેવા લાગ્યા કે, કેવું આશ્ચર્યકાર છે કે, આ બન્ને. ઋષિકુમાર રામચંદના જેવાજ જણાયછે! જો પોશાકમાં તથા ઉમ્મરમાં ન્યૂનાધિક નહોત તો મહારાજમાં અને આ બે ઋષિકુમારમાં કંઈપણ ફરક જણાત નહિ. મહારાજે પોતેજ જાણે બીજી બે મૂર્તિ ધારણ કરી હોય એમ જણાયછે. કુમારવયમાં એમણે ઋષિકુમારનો વેશ ધારણ કર્યોછે. આટલી ઉમ્મરે મહારાજની જેવી આકૃતિ તથા રૂપલાવણ્યની માધુરી હતી તેવીજ આ બે ઋષિકુમારોની પણ જણાયછે. આવા હાવભાવ થવાથી આખી સભાના સઉ માણસો મોહિત તથા સ્તબ્ધ થઈને એકાગ્ર મનથી ગાયન સાંભળતા હતા અને એકી નજરે તેઓનું રૂપ જોતા હતા.

થોડીવાર પછી રામચંદ્રે લક્ષ્મણને કહ્યું, વત્સ! સત્વર આ બે જણાને હજાર મોહરોનું ઈનામ આપ. આ આજ્ઞા સાંભળતાંજ કુશ અને લવે વિનયપૂર્ણ વચનથી રામને કહ્યું, મહારાજ! અમે વનવાસી છિયે, વિલાસી તથા ભોગાભિલાષી નથી; સ્વાભાવિકરીતે ઉત્પન્ન થયલાં ફળમૂળ અમારો ખોરાક છે અને વલ્કલ માત્ર અમારે પહેરવાનાં વસ્ત્રો છે તો પછી સોનાની અમારે દરકાર શું કરવા જોઈએ? અમે પુષ્કળ યત્ન અને પુષ્કળ પરિશ્રમથી, આપનાં ચરિત્રનો અભ્યાસ કર્યોછે, તે આજ આપની પાસે ગાઈ સંભળાવવાથી

અમારો તે યત્ન અને પરિશ્રમ સફળ થયો. આપ શ્રવણકરીને આનંદિત થયા એથીજ અમે કૃતાર્થ થયા છિયે. બાળકોની આવી પ્રવીણતા અને નિસ્પૃહતા જોઈને સભાના સઉ જન એકદમ આશ્ચર્ય પામ્યા.

કુશ અને લવને થોડી વાર સુધી એકટશે નજરે જોવાથી તેઓ સીતાના પુત્ર હશે એવો કૌશલ્યાના અંતઃકરણમાં દૃઢ વિશ્વાસ ઉત્પન્ન થયો. તેથી ઘણા અસ્થિર ચિત્તવાળાં થઈને દીર્ઘ નિશ્વાસથી હા વત્સે જાનકિ! એમ બોલીને આસનપરથી નીચે ઢળી પડી મૂર્છિત થયાં. આવા અચાનક બનાવથી સભાના સર્વ માણસોનાં મન ઘણાંજ વિકલ થયાં અને તેમણે બહુ યત્ન કરીને રાજમાતાને શુદ્ધિમાં આણ્યાં. ત્યારપછી થોડીવાર સુધી ગાયન ચાલ્યું તે સાંભળીને સઉના હૃદયમાં સીતાનો શોક એટલા પ્રબળ ભાવથી ઉત્પન્ન થયો કે, સર્વનાં મન ઘણાં અસ્થિર થઈ ગયા અને તેમની આંખોમાંથી અખંડ આંસુ પડવા લાગ્યાં. આ વખતે કૌશલ્યા ઘણાંજ અધીરાં બનીને ઉન્મત્તની પેઠે પોતાનાં પરિજનને કહેવા લાગ્યા, પેલા બે કુમારોને કોઈ મ્હારી પાસે લાવો. હું તેમને છાતી સરસા ચાંપીને એનાં મુખનું ચુંબન કરીશ. એઓ મ્હારા જાનકીના પુત્રો છે, એમને જોઈને મ્હારો પ્રાણ બહુ તલસે છે. કોઈ એમને મ્હારી પાસે લાવો નહિ તો હું એમની પાસે જાઉંછું; એકવાર એમને છાતી સાથે ચાંપીને એમનાં મુખચુંમ્બન કર્યાથી, જાનકીનો શોક ઘણો મને ઓછો થશે.

જુઓને એમના અવયવમાં મ્હારા રામનાં અને જાનકી-નાં સંપૂર્ણ લક્ષણ જોવામાં આવેછે. એઓ સભામાં આવતાંજ કોઈએ જાણે મ્હારા મનમાં કહ્યું કે, એ તારા રામના પુત્રો છે ; અને ત્યારથી એમને માટે મ્હારૂં મન રડેછે. હું બાર વર્ષમાં સીતાને એકપ્રકારે વિસરી ગઈ હતી, પરંતુ એમને જોઈને સીતા સંબંધી મ્હારો શોક નવો થઈ પડ્યોછે. હા વત્સે જાનકિ ! તું ક્યાં રહેલી છે, તારી શી અવસ્થા થઈછે, અદ્યાપિ તું જીવતી છે કે, આ પાપિષ્ટ નરલોક તેં પરિત્યાગ કર્યોછે, તે કંઈ પણ હું જાણતી નથી. આમ કહીને, દીર્ઘ નિશ્વાસ નાંખીને કૌશલ્યા પાછાં મૂચ્છિત થયાં અને સઉએ યત્નથી પાછાં તેમને શુદ્ધિમાં આણ્યાં. ત્યારપછી વળી કૌશલ્યા ઘણાંજ અધીરાં થઈને કહેવા લાગ્યાં, હજી સુધી તમે કોઈએ એમને મ્હારી પાસે આણ્યા નહિ ! તમારાથી એમ ના બને તો કોઇ એક લક્ષ્મણની પાસે જઈને મ્હારૂં નામ દેઈને મ્હારી ઈચ્છા તેને કહો એટલે તે હમણાંને હમણાં એમને અહિં લાવીને મ્હારા ખોળામાં મૂકશે.

કૌશલ્યાની આવી અસ્થિરતા અને અકળામણ જોઈને, અરૂન્ધતી (વશિષ્ઠમુનિની સ્ત્રી) ના કહેવાથી, પાસેની એક પ્રતીહારીએ લક્ષ્મણની પાસે જઈને બધી હકીકત જણાવી. તે સાંભળીને લક્ષ્મણે યુક્તિ કરીને તે દહાડો ગાયન બંધ કરાવી, સભા વિસર્જન કરી, અને કુશ તથા લવને સાથે લઈ કૌશલ્યાની પાસે ગયો. કૌશલ્યાએ એ બે ભાઇઓને ખોળામાં લઈને સ્નેહથી

વારંવાર તેમનાં મુખનું ચુંબન કર્યું, અને હા! વત્સે જાનકિ! તું ક્યાં છે? એમ કહીને ખેદથી ઊંચા સ્વરેથી રોવા લાગ્યાં. આથી સુમિત્રા, ઊર્મિલા, વગેરે સ્ત્રીઓ પણ શોકાતુર થઈને અશ્રુપાત, વિલાપ અને પરિતાપ કરવા લાગી. કુશ અને લવ, આ સર્વ બનાવ જોઈને બહુ આશ્ચર્ય પામ્યા.

થોડીવાર પછી કૌશલ્યાએ શોકનો વેગ સમાવીને પોતાના મનનો સંદેહ દૂર કરવા માટે કુશ તથા લવને પૂછયું, ભાઈઓ! તમારા તથા તમારા માબાપનાં નામ શું છે? તેઓએ અતિ વિનયપૂર્વક પોતપોતાનું નામ કહ્યું. પણ માબાપનાં નામવિષે તેમણે જણાવ્યું કે, અમારો પિતા કોણ છે તે અમે જાણતા નથી તેમજ આજ સુધી અમે તેમને જોયાં પણ નથી. અમારી મા છે, તે તપસ્વિની છે, પરંતુ એકે દહાડે અમે તેનું નામ સાંભળ્યું નથી. કોઈએ અમને તેનું નામ કહ્યું નથી તેમ અમે પણ તેને અથવા બીજા કોઈને તેનું નામ કદિ પણ પૂછયું નથી. અમે મહર્ષિ વાલ્મીકિના શિષ્ય છિયે, તેમના તપોવનમાં ઉછર્યા છિયે અને તેમનીજ પાસેથી વિદ્યા શિખ્યા છિયે. વ્યાકુલ ચિત્તથી આ સઘળી વાત સાંભળીને, ઘણુંકરીને કૌશલ્યાનો સંશય દૂર થયો; પરંતુ તેથી સંપૂર્ણ સંતોષ નહિ થવાથી, ફરીથી તેમને પૂછવા લાગી, તમારી માનો ચેહેરો કેવો છે? તેના પ્રત્યુત્તરમાં કુશ અને લવે પોતાની માતાના ચેહેરાનું યથાયોગ્ય વર્ણન કર્યું તે સાંભળીને સઘળાંઓએ નિશ્ચય કર્યો કે,

તેઓ સીતાના પુત્ર છે. આવી ખાતરી થવાથી કૌશલ્યા વગેરે સઘળા રાજપરિવારનો શોકસિંધુ વગર હરકતે ઘણાજ વેગથી ઉછળ્યો. થોડીવાર પછી, કૌશલ્યાએ કુશ તથાલવનેપૂછયું, તમારી માની તબીયત કેવી છે? તેઓએ કહ્યું, સર્વદા અમે તેને જીવતી મુવેલી હોય તેવી જોઈએ છિયે. દિવસે દિવસ તે એવી દુર્બલ થતી જાયછે કે, હવે તે વધારે દિવસ જીવશે નહિ! એમ લાગેછે. આ વાત કહેતાં કહેતાં, બન્ને ભાઈઓની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં.

કુશ અને લવની તમામ વાત સાંભળીને સઉ ઘણોજ વિલાપ અને પરિતાપ કરવા લાગ્યાં. કૌશલ્યાએ થોડી ધીરજ પકડીને સંપૂર્ણરીતે સંદેહ દૂર કરવા માટે લક્ષ્મણને કહ્યું, વત્સ! તું આ વેળાએ મહર્ષિ વાલ્મીકિને અહિં બોલાવી લાવ. થોડીવારમાં મહર્ષિ વાલ્મીકિ લક્ષ્મણની જોડે ત્યાં આવ્યા એટલે સઉએ યથાયોગ્ય ભક્તિપૂર્વક તેમને પ્રણામ કર્યાં અને પરમ સત્કારપૂર્વક આસન ઉપર બેસાડયા. ત્યાર પછી કૌશલ્યા હાથ જોડીને તેમને પૂંછવા લાગી, ભગવન! આપના આ બે શિષ્ય કોણ છે? કૃપાકરીને તેમની સર્વ હકીકત મને જણાવો: વાલ્મીકિએ જે દહાડાથી લક્ષ્મણ સીતાને પરિત્યાગ કરી આવ્યો હતો ત્યારથી લઈને આખર સુધીનો સર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો અને રામના વિરહથી સીતાની કેવી અવસ્થા થઈ છે તેનું યથાર્થ વર્ણન કર્યું. સર્વ હકીકત સાંભળીને સઉની આખમાં આંસુ ભરાઈ આવ્યાં. કૌશલ્યા

ઘણાંજ શોકાતુર થઇને હા વત્સે જાનકિ! વિધાતાએ, તારા નશીબમાં આટલું બધું દુઃખ લખ્યું હતું! આમ કહીને વિલાપ કરવા લાગ્યાં. ગમે તેમ હો પરંતુ સીતા હજી જીવતી છે અને આ કુશ તથા લવ એ તેનાજ પુત્ર છે એવિષે હવે કોઈને કંઈ પણ સંદેહ રહ્યો નહિ.

પાટલા દિવસ પછી પોતાની ઓળખાણ મળ્યાથી કુશ તથા લવના અંતઃકરણમાં નાના પ્રકારના અનિર્વચનીય ભાવ આવવા લાગ્યા વાલ્મીકિએ તેઓને કહ્યું, વત્સ કુશ! વત્સ લવ! વડીઆઈ અને કાકીઓના ચરણમાં નમો. બંને ભાઈઓએ તરતજ તે પ્રમાણે કર્યું. ત્યાર પછી મહર્ષિએ કહ્યું, તમે રામાયણમાં લક્ષ્મણ નામના જે મહા પુરૂષનું ગુણકીર્તન વાંચ્યું છે તે આ રહ્યા. એ તમારા ત્રીજા કાકા થાય એમ કહીને લક્ષ્મણને દેખાડયો. 'લક્ષ્મણ' શબ્દ સાંભળીને તે બંનેભાઈ વિસ્મય થઇ તેને નિહાળીને જોવા લાગ્યા અને પછી ગુરૂની આજ્ઞા પ્રણામ દૃઢ ભક્તિ યોગથી તેમણે તેના ચરણમાં પ્રણામ કર્યા.

આવીરીતે થોડીવાર વિત્યા પછી કૌશલ્યાએ લક્ષ્મણને કહ્યું, વત્સ! તું જલદીથી રામ અને વશિષ્ઠદેવને અહિં બોલાવી લાવ, તેપ્રમાણે લક્ષ્મણ તરત ત્યાંથી જઈને રામ અને વશિષ્ઠદેવને જોડે લઈ પાછો ત્યાં હાજર થયો. કૌશલ્યાએ આંસુભરી આંખથી ગદ્ગદ વચનથી કુશ અને લવની ખરી હકીકત તેમને જણાવી, અને સીતા હજી જીવતી છે તેપણ જણાવ્યું. કુશ અને

લવના વિષે રામચંદ્રના અંતઃકરણમાં જે સંશય હતો, તે હવે બધો દૂર થયો અને આંખોમાંથી ઝરતા આંસુવડે તેમનાં ગાલ ભીંજાયા. તે કુશ અને લવને અપ્રમેય વાત્સલ્યથી, હાલ્યા ચાલ્યા વગરની આંખથી જોવા લાગ્યા. ત્યારપછી કૌશલ્યાએ પુત્રની જોડે સીતાને પણ લાવવાની રામને વિનંતિ કરી તેનો કંઈપણ ઉત્તર નહિ આપતાં રામ મુંગા રહ્યા. પણ તેમના મૌન્યને કૌશલ્યાએ તેમની સંમતિ જાણીને, સીતાને બોલાવવા માટે વાલ્મીકિને પ્રાર્થના કરી. વાલ્મીકિએ તરત પોતાના આશ્રમમાં જઈને કૌશલ્યાએ મોકલેલી પાલખીની જોડે પોતાના એક શિષ્યને તપોવનમાં મોકલ્યો, અને તેને કહ્યું કે, તું જાનકીને આ પાલખીમાં બેસાડીને તેને અહિં મ્હારી પર્ણકૂટિમાં લઈ આવ. નૈમિષારણ્યમાં ભેગા થયેલા સર્વે માણસોને ધીમે ધીમે જાણ થઈ કે, રામાયણના ગાનારા વાલ્મીકિના શિષ્યો તો રાજકુંવર છે! સીતાને વનવાસ આપ્યા પછી વાલ્મીકિના આશ્રમમાં તેઓનો જન્મ થયો હતો. સીતા હજી જીવે છે ને રાજા તેને પાછી ગ્રહણ કરશે, અને તેને તેડી લાવવાને માણસો પણ મોકલ્યા છે. આ ખબરથી ઘણાક માણસો આનંદિત થયા. પરંતુ કોઈકોઈ કહેવા લાગ્યા કે, આપણો રાજા ઘણોજ અવ્યવસ્થિત ચિત્તવાળો છે; જો જાનકીને ફરીથી ઘરમાં લેવાની દરકાર હોય તો તેને શામાટે પરિત્યાગ કરવી જોતી હતી? તે વેળાએ જે જાનકી હતી તેજ હમણા પણ છે. તે વેળાએ જે કારણથી તેનો ત્યાગ કર્યો

હતો તે કારણ, હમણાં પણ જેમનું તેમજ છે. ખરેખરા મ્હોટા માણસનાં ચરિત્ર સમજવાં મુશ્કેલ પડેછે.

સીતાને ફરી ગ્રહણ કરવા માટે રામે એકપ્રકારનો સ્થિર નિશ્ચય કર્યો હતો. પરંતુ ઉપરની વાતો એક-મેકના દ્વારા ચર્ચાતી ચર્ચાતી તેમના કાનપર આવી, તેથી તેમનું ચિત્ત પાછું હોળવા માંડચું. તેમણે ધાર્યું હતું કે હવે જાનકીને ગ્રહણ કર્યાથી પ્રજા આપત્તિ કરશે નહિ. પરંતુ હજીસુધી તેઓના હૃદયમાંથી સીતાના ચરિત્રસંબંધી સંશય દૂર થયો નથી એવું જ્યારે તેમણે જાણ્યું, ત્યારે તેમના શોકની સીમા રહી નહિ, અને હવે શું કરવું જોઈએ એવા વિચારમાં મૂઢ જેવા બનીને લક્ષ્મણને બોલાવ્યો, અને તેની જોડે મસલત કરવા લાગ્યા. ઘણીક તકરારો થયાપછી અંતે નિર્ણય કર્યો કે, અહિં એકઠા થયલા માણસોની આગળ સીતા પોતાની પવિત્રતા સાબિત કરે તો રામે તેનું પુનઃ ગ્રહણ ખુશીથી કરવું. રામની આજ્ઞા પ્રમાણે લક્ષ્મણે આ વાત વાલ્મીકિને જણાવી.

લક્ષ્મણના મ્હોંએ સઘળી હકીકત જાણીને વાલ્મીકિ તરત રામચંદ્રની પાસે ગયા, અને સીતા ઘણીજ પવિત્ર છે એવિષે તેમને ઘણીકરીતે સમજાવવા લાગ્યા. રામ-ચંદ્રે તેના જવાબમાં કહ્યું કે, ભગવન ! સીતાની પવિત્રતા વિષે મને જરા પણ સંદેહ નથી. પરંતુ રાજ્ય ચલાવવા-નો ભાર લઇને હું ઘણોજ પરાધીન થયોછું. આપજ ઉપદેશ આપોછો કે, પ્રાણ આપીને પણ પ્રજાને ખુશી રા-

ખવી એ રાજાનો પરમ ધર્મ છે; કોઈ કારણથી તેમાં જ-
રા પણ ઉપેક્ષા દેખાડવાથી આ લોકમાં અપજશ મળેછે,
અને પરલોકમાં નરકમાં પડવું પડેછે. પ્રજાના અંતઃકર-
ણ સીતાના ચરિત્ર વિષે ઘણાંજ સંદેહવાળા છે. તેમનો
તે સંદેહ દૂર ના થાય તો હું તેને કેવી રીતે ગ્રહણ કરીશકું તે
કહો. મેં જ્યારથા સીતાનો પરિત્યાગ કર્યો છે ત્યારથી
સર્વ સુખ ઉપર પાણી મૂકયું છે; કેવીરીતે આટલા દિવસ
સુધી હું જીવતો રહ્યો છું તે હું આપને કહી શકતો નથી,
ઘણોજ લાચારીથી મેં સીતાનો ત્યાગ કર્યોછે. કોઈકોઈ
વાર મનમાં આવેછે કે, ગમે તો પ્રજા અસંતુષ્ટ થાય
તો પણ હું સીતાને ગ્રહણ કરવામાં પાછી ન્હાની કરીશ
નહિ, પરંતુ તેમ કરૂં તો રાજધર્મ પ્રતિપાલન થતો નથી
તેથીજ હું આ વિષયમાં હિંમત કરી શકતો નથી. બીજો
એ પણ વિચાર કર્યો હતો કે, ભરતના હાથમાં રાજયસોં-
પીને રાજકાર્યમાંથી દૂર થઇને હું જાનકીને પાછી ગ્રહણ
કરૂં તો તેથી કંઈ પણ હરકત થશે નહિ. પણ ઘણો વિચા-
ર કરતાં અંતે તે ઉપાય અમલમાં આણવો ઠીક લાગ્યો
નહિ. મેં જાનકીના ઉપર જે ઘાતકીપણું ચલાવ્યું છે, તે-
નાથી નિઃસંદેહ હું ઘોર અધર્મી થયોછું. આખી ઉમ્મર
સુધી ઘણું ઘણું દુઃખ ભોગવવાને માટેજ મેં જન્મ લીધો
છે.. હું હમણા ઘણુંજ માનસિક કષ્ટ ભોગવુંછું, તે
મ્હારો અન્તરાત્માજ જાણેછે. જો આ ઘડિયે મ્હારા
પ્રાણ તથા દેહનો વિયોગ થાય તો હું છૂટું !!

આમ કહીને, રામ ઘણાજ વિકલચિત્તવાળા થઈ અ-

નિવાર્ય વેગથી રોવા લાગ્યા; પછી થોડીકવારે જરા શાંતચિત્ત કરીને હાથ જોડીને વિનય વાક્યથી વાલ્મીકિને કહેવા લાગ્યા, ભગવન! આપની પાસે મ્હારી અરજ એટલીજ છે કે, સીતા આવે તો આપ તેને સાથે લઈને સભા મડપમાં પધારજો, અને કૃપા કરીને તેને ગ્રહણ કરવાની સર્વની સંમતિ પૂછજો. જો સઘળાઓ તેમ કરવાની સંમતિ આપશે તો હું તેને તરત પુનઃ ગ્રહણ કરીશ. અને જો સર્વ માણસો સંમત નહિ થાય તો તેણે કોઈ સર્વમાન્ય પ્રમાણથી, પ્રજાનો સંદેહ દૂર કરવો જોઇએ. વાલ્મીકિ લાચારીથી, એ વાત ઉપર સંમત થઈને, ખેદીત અંતઃકરણથી પોતાના આશ્રમ તરફ ગયા.

પેલી તરફ સીતા, કૌશલ્યાની મોકલેલી પાલખી જોઈને, અને મહર્ષિએ મોકલેલા શિષ્યના મ્હોંથી તેમની આજ્ઞા સાંભળીને મનમાં ને મનમાં કહેવા લાગી, હવે જણાયછે કે, વિધિ મ્હારા ઉપર આટલે દિવસે પણ કૃપાળુ થયોછે. મ્હારા દુઃખનો હવે અન્ત આવ્યો. જ્યારે સાસુજીએ પાલખી મોકલીછે, ત્યારે મહારાજ મને ગ્રહણ કરશે તેમાં સંદેહ જણાતો નથી. એ વાસ્તેજ આજે મ્હારી ડાબી આંખ ફરકતી હશે. હું આર્યપુત્રનો સ્નેહ, દયા, અને મમતા જાણુંછું. ઘણીજ લાચારીથી તેમણે મને પરિત્યાગ કરીછે. જેમ હું તેમના વિરહથી દુઃખિ છું તેમ તેઓ પણ મ્હારા વિરહથી દુઃખિ છે તેમાં કંઈ પણ સંદેહ જણાતો નથી.

જો મ્હારા ઉપર તેમના સ્નેહની કંઈક ન્યૂનતા હોત તો તેઓ પાછું લગ્ન કરતજ. પણ તેમ નકરતાં તેમણે સહધર્મિણીની જગાએ મ્હારી સોનાની મૂર્ત્તિ બનાવીને સ્નેહની પરાકાષ્ટા દેખાડીછે, અને મ્હારો સઘળો શોક નિવારણ કર્યોછે. ફરીથી મને આર્યપુત્રનું સહવાસસુખ મળશે, એવો મેં સ્વપ્નમાં પણ વિચાર કર્યો નહોતો.

આમ બોલતાં બોલતાં આનંદથી જાનકીના આંખમાંથી પ્રબળ વેગથી આંસુ પડવા લાગ્યાં. તેના શરીરમાં સેંકડો ગણું બળ આવ્યું અને ચિત્તમાં અપરિમિત સ્ફૂર્તિ તથા ઉત્સાહ સંચાર થયો. આર્યપુત્રે ફરીથી મને ગ્રહણ કરીછે એવો વિચાર કરવાથી તેના હૃદયમાં આનંદપ્રવાહ ઉછળ્યો. આહા! આશાની હિંમતનો પાર નથી! આશા ઉપર આધાર રાખીને તે મનમાંને મનમાં કેટલીક જાતની કલ્પના કરવા લાગી. રામની જોડે સમાગમ થયાથી કેવી અવસ્થા થશે તે સર્વ પોતાના ચિત્તપટ ઉપર ચિતરવા લાગી, અને તેને ખરો બનાવ માનવા લાગી. જાણે તે રામની સામે ગઈછે અને રામ લજ્જાથી મ્હોં ઊંચું કરીને તેની સાથે વાત કરી શકતા નથી. બીજીવારે માલમ પડ્યું કે, જાણે રામ આંસુ ભરી આંખે સ્નેહયુક્ત પ્રિય વાક્ય બોલેછે, પણ તે (સીતા) એક બોલપણ બોલતી નથી, અને અભિમાનથી મ્હોં ફીકું કરીને ઉભી છે; એકવાર જણાયું કે, જાણે પ્રથમ સમાગમની વેળાએ, બન્ને જડ જેવાં થઈને સ્થિર નયનથી એકમેકના મ્હોં જુએછે; અને બન્નેની

આંખમાંથી આંસુ ઝરેછે; બીજી વારે જાણ્યું કે, જાણે બન્ને એક આસન ઉપર બેસીને પરસ્પરના અતિ વિરહનો વેદનાનું વર્ણન કરવામાં એવા લીન થઈ ગયાં છેકે, આખી રાત્રિ વીતી ગઈ તેની તેમને ખબર પડી નહિ. વળી એકવાર એમ માલમ પડયું કે, જાણે તેને સાસુ- ઓની પાસે જઇને તેમને સાષ્ટાંગ પ્રણામ કર્યા અને તે સાસુઓએ આંસુભરેલી આંખોથી તેનું મુખચુંબન કર્યું તથા તેનું શરીર હાડકાના માળા જેવું થઈ ગયેલું જોઇને તેઓ શોકથી પરિતાપ કરવા લાગી; તેમજ બીજી વે- ળાએ એવો અનુભવ કરવા લાગીકે, જાણે તે સાસુઓની પાસે બેસીને તેઓના સવાલોના જવાબ આપેછે એટ- લામાં ભરત વગેરે તેના દિયરો ત્યાં આવ્યાં અને અશ્રુ- પાત કરતા ગદ્ગદ વચનથી તેને સંબોધિને કહેવા લાગ્યા આર્યે! અમે આપને પ્રણામ કરીએ છિયે, આમ બોલીને તેઓ તેને નમ્યા. એકવાર એમ જણાયું કે, જાણે તેની બેહેનોએ આવાને તેને પ્રણામ કર્યા અને તેમના પર- સ્પરના મેળાપથી સર્વના શોકનો પ્રવાહ ઉછળ્યો, અને તેઓ અશ્રુપૂર્ણ લોચનથી વિલાપ તથા પરિતાપ કરવા લાગી. બીજીવેળાએ એમ અનુભવ કરવા લાગીકે, યજ્ઞકાર્ય ચલાવવામાટે બનાવેલી તેની સોનાનો મુર્તિ જાણે દૂર કરવામાં આવીછે, તે પોતેજ રામની ડાબી બાજુએ બેસીને યજ્ઞક્ષેત્રમાં સહધાર્મિણીનું કાર્ય કરેછે.

આમ અનુભવ કરતી કરતી આહ્લાદિત મનથી જા- નકી પાલખીમાં બેઠી, અને બીજે દિવસે સાંજે નૈમિષા-

રણ્યમાં પહોંચી. ત્યાં વાલ્મીકિએ તેને કહ્યું, વત્સે! રાજા રામચંદ્ર તને ગ્રહણ કરવામાં સંમત થયાછે. કાલે જ્યારે તેઓ સભામંડપમાં હશે ત્યારે સર્વેની સામે હું તને તેમનાં હાથમાં સોંપીશ. વાલ્મીકિના મનમાં દ્દઢ વિશ્વાસ હતો કે, હું સીતાને પાછી ગ્રહણ કરવાની પ્રાર્થના કરીશ તો કોઈપણ માણસ હિંમત કરીને સભામાં અસંમતિ દેખાડશે નહિ. એ વાસ્તે તેને પવિત્રતાનું પ્રમાણ દેખાડવાની આવશ્યકતા વિષે સીતાને કંઈ પણ કહ્યું નહિ. ત્યારપછી જાનકીએ એકાન્તમાં બેસીને કુશ તથા લવના મ્હોએથી સઘળી બનેલી હકીકત સાંભળી અને તેથી પોતાના પરિગ્રહ વિષે તેની સંપૂર્ણ ખાતરી થઈ. તેને લીધે આનંદથી અધીરી થઇને પ્રતિક્ષણે પ્રભાતની વાટ જોવા લાગી. આખી રાતમાં એકવાર પણ તેણે આંખ મીંચી નહિ.

બીજે દિવસે સવારે મહર્ષિ વાલ્મીકિ સ્નાનસંધ્યાદિ કરીને પછી સીતા, કુશ, લવ, અને બીજા શિષ્યોની જોડે સભામંડપમાં ગયા. સીતાને હાડકાંનો માળો જોઇને રામનું હૃદય ભેદાવા લાગ્યું તો પણ અતિકષ્ટથી તેમણે ઉછળતો શોક સમાવ્યો; અને પ્રજા આજ કેવો અભિપ્રાય આપશે તેની ચિંતાથી ચિંતાતુર થઇને ઘણાજ ખેદીત અન્તઃકરણથી કાળ ગાળવા લાગ્યા. સીતાની અવસ્થા જોયાથી ઘણાકોના અન્તઃકરણમાં તેનાં ઉપર કરૂણા ઉત્પન્ન થઈ. સભામાં પ્રવેશ કર્યાબાદ વાલ્મીકિ આસન ઉપર નહિ બેસતાં સર્વે સાંભળે તેવી રીતે કહેવા

લાગ્યા કે, સભામાં બીરાજેલા જુદા જુદા દેશના રાજાઓ અને કૌશલ રાજ્યની પ્રજા. તમે સર્વ જાણોછો કે રાજા રામચંદ્રે વગર પાયાને લોકાપવાદ સાંભળ્યાથી ચિત્ત ચલાવીને ઘણીજ નિરપરાધિ જાનકીને પરિત્યાગ કર્યો છે. હવે હું તમને વિનંતિ કરૂં છું કે, તમે સર્વે મળી સીતાને પાછી ગ્રહણ કરવાની રામચંદ્રને ખુલ્લે દીલથી ટેકો આપો. જાનકી સંપૂર્ણરીતે પવિત્ર છે તે વિષે મનુષ્યમાત્રના અન્તઃકરણમાં જરા પણ સંદેહ થઈ શકતો નથી.

આટલું બોલીને વાલ્મીકિ ચૂપરહ્યા, પછી સભામંડપમાં ઘણોજ ભારી કોલાહલ થયો. થોડીક વારે નરપતિઓએ અને બીજા મ્હોટા મ્હોટા માણસોએ ઉભા થઈ હાથ જોડીને વિનંતિપૂર્વક પોતાની સંમતિ જાહેર કરી કે, અમે ખરા અંતઃકરણથી કહીએ છિયે કે, રાજા રામચંદ્રે સીતા દેવીને ફરી ગ્રહણ કર્યાથી અમે ઘણાંજ આનંદિત થઈશું. પરંતુ બીજા કેટલાંક માણસો નીચું માથું કરીને મુંગા રહ્યા. રામ આટલીવાર સુધી ઘણાજ સંદેહથી કાળ ગાળતા હતા, પણહમણાં તેમને સ્પષ્ટ જણાયું કે, સીતાને પાછી ગ્રહણ કરવામાં સર્વ સાધારણોની સંમતિ જણાતી નથી. એથી તેમનું મુખ લેવાઈ ગયું અને તે ઘણા દુઃખી તથા બહાવરા બનીને સ્થિર નયનથી વાલ્મીકિનું મ્હો જોવા લાગ્યા. વાલ્મીકિને ઉત્સાહ પણ ભંગ થઈ ગયો અને બીજોકંઈ ઉપાય હવે નથી એમ તેમની ખાત્રી થઈ. તેથી તે સીતાને સંબોધિને કેહેવા લાગ્યા, વત્સે જાનકિ! તારા ચરિત્ર વિષયમાં પ્રજાના મનમાં જે સંદેહ ઉત્પન્ન થયોછે તે હજી

સુધી દૂર થયો નથી; એટલામાટે તું કંઈ પ્રમાણ દેખા-
ડીને સઉના અંતઃકરણમાંથી તે સંદેહ દૂર કર. સીત
વાલ્મીકિની જમણી બાજુએ ઉભી રહીને ઘણાજ વ્યાકુલ
ચિત્તથી દરેક પળે પરિગ્રહની વાટ જોતી હતી, તેવી
વેળાએ વાલ્મીકિના આવાં વાક્ય સાંભળતાંજ વજ્રનો
ઘા થયો હોય તેમ મૂર્છિત થઈ અને ખીલી રહેલી વેલ-
પવનના સપાટાથી જેમ લચી જાયછે તે પ્રમાણે જમીન
ઉપર તુટી પડી.

માતાની આવી દશા જોયાથી બહુ ખેદ પામીને કુશ અને
લવ છાતી ફાટે તેમ રોવા લાગ્યા. રામ આટલી વાર સુધી
અતિ મહાન્ લોકાનુરાગ પ્રિયતાની સહાયતાથી ધીરજ
પકડી રહ્યા હતા; પરંતુ જ્યારે તેમણે સીતાને જમીન
ઉપર તુટી પડતી જોઈ અને કુશ તથા લવના રડવાનો
સાદ સાંભળ્યો ત્યારે તે ઉંડો નિશ્વાસ મૂકીને, હા! પ્રેય-
સિ! આટલું કહેતાંજ મૂર્ચ્છિત થઈને સિંહાસન ઉપરથી
નીચે પડી ગયા. કૌશલ્યા પણ શોકથી ઘણીજ વિહ્વલ
થયાં અને હા વત્સે જાનકિ! એટલું કહેતાંજ તેપણ
મૂર્છિત થયાં. સીતાની બ્હેનો પણ ઘણીજ શોકાતુર થઈને
હાય! હાય! આ શું થયું! એમ કહીને રોવા લાગી. આ
સર્વ બનાવ જોઈને સભાના સઉ માણસો સ્તબ્ધ તથા
મૂઢ જેવા થઈને ચિત્રની પેઠે બેસી રહ્યા. ભરત, લક્ષ્મ-
ણ અને શત્રુઘ્ન શોકથી ઘણાજ દુઃખી થયા પરંતુ તેઓ
ધીરજ રાખીને રામચંદ્રને શુદ્ધિમાં લાવવાના ઉપાય
કરવા લાગ્યા. થોડીક વારે રામને શુદ્ધિ આવી, વાલ્મી-

કિએ પણ સીતાને શુદ્ધિમાં લાવવા માટે ઘણી કોશેશ કરી. પરંતુ તે મહર્ષિના સર્વ પ્રયત્ન નિષ્ફળ ગયા. થોડીક વારે તેમને સમજાયું કે, સીતાએ આ લોક છોડચું છે!

સીતા ઘણીજ સુશીલા તથા બહુ સરળ હૃદયની હતી; તેના જેવી પતિપરાયણ સ્ત્રી કદિપણ કોઈના જોવામાં તથા સાંભળવામાં આવી નથી. તે પોતાના વિશુદ્ધ ચરિત્રમાં પતિ પરાયણતાના ગુણની એવી તો પરાકાષ્ટા દેખાડી ગઈછે કે, ઈશ્વરે માનવ જાતિને પતિવ્રતા ધર્મનો ઉપદેશ આપવા માટેજ તેને ઉત્પન્ન કરી હતી એવું સ્પષ્ટ જણાય છે. તેના જેવી સર્વગુણ સંપન્ન સ્ત્રી કોઈ પણ વેળાએ ભૂમંડળમાં જન્મી નથી અને કદિપણ કોઈ સ્ત્રીએ તેના જેવું દુઃખ વેઠ્યું નથી, એવું જણાયછે.

## સમાપ્ત.

BOMBAY: PRINTED AT THE EDUCATION SOCIETY'S PRESS, BYCULLA.